શ્રી ૧ા.

પારસી એમ્પાયર

થીએટ્રીકલ કાું.

# વીર ગર્જના.

નાટકના ગાયનો.

મેનેજીંગ ડાયરેકટર મી૰ ડેનીયલ ડેવીડ.



નાટક રચનાર:

મણીશંકર ત્રીભોવન ત્રીવેદી (પાગલ.)



છપાવી પ્રસિદ્ધ કરનાર કંપનીના માલેક.

આવૃત્તિ પહેલી.] ઈ. સ. ૧૯૨૬. [પ્રત ૩૦૦૦.



કીંમત ચાર આના.

શ્રી ૧.

# ખુલાસો.

દક્ષીણના ઇતીહાસમાં સીંહગઢ ! કીલ્લો મહત્વનો વીશય છે એ મજબુત દુર્ગને એકજ રાતમાં સર કરનાર વીર વર તાનાજી માલુસરેની અજોડ મરદાનગી વીર તેમજ કરૂણ ભાવનાથી ભરપુર છે. છત્રપતી શીવાજી મહારાજના જમણા હાથ જેવા એ બહાદુરની એ છેલ્લી બહાદુરી ખરેખર અજબ છે.

કીલ્લેદાર ઉદયભાનુ જે સીંહગઢ કીલ્લાનો કીલ્લેદાર હતો તે એક સંપુર્ણ શકતીમાન સરદાર હતો. એ કરડા અમલદારનું દીલ્લીના દરબારમાં ઘણુંજ વજન હતું ઉદયભાનુયે અનેક યુદ્ધમાં પ્રસંશા મેળવી હતી. એવા એક સબળ શત્રુ સાથે મુકાબલો એ તાનાજીને માટે ઘણુંજ જોખમ ભરેલું અને લગભગ હારવા જેવુંજ કામ ગણાય.

કમળ નામની એક રજપુતાણી કે જેને ઉદયભાનુયે કીલ્લામાં નજર કેદ રાખી હતી ઉદયભાનુની મોટામાં મોટી આશા એ હતી કે કમળ તેની રખાત બને.

જ્યારે બીજી બાજુ કમળ એક પવીત્ર રજપુતાણી હતી, તથા એક પરણેલી સ્ત્રી હતી. ઉદયભાનુ સાથેની લડાઈમાં એનો પતિ માર્યો ગયો હતો. તેથી હાલ તે ગંગા સ્વરૂપ (વીધવા) હતી. ઉદયભાનુના અત્યાચારથી બચવા તેણે એક કબુતરને ગળે ચીઠી બાંધી કોઇ પણ વીરને સંદેશો મળશે એ ઝાંખી આશાયે કીલ્લાપરથી છોડ્યું. હવે દૈવયોગ એવો બન્યો કે તે ચીઠીવાળું કબુતર તાનાજીનેજ મળ્યું. ચીઠ્ઠીમાં સતીની ચીસ હતી સતીનો વિલાપ હતો સતીનો મરતબો હતો.

## સતીના પોકારનો કૃતીથી જવાબ

એજ

## વીર ગર્જના

સિંહગઢની સ્વારી સાથે સતી રક્ષાનો વીશય મળતાં તાનાજીને બેવડી હીંમત આવી. અશકય શકય કરી બતાવવા મેદાનમાં પડેલો એ વીર એકલો સીંહગઢ ચઢી ગયો, અને સીંહગઢ સર કર્યો. સતીને બચાવી પણ ઉદયભાનુની તલ્વારથી તે માર્યો ગયો.

આજના પ્રયોગનું એજ લક્ષસ્થાન છે.

**ગઢ આલા પણ સિંહ ગેલા**
**(સીંહગઢ મળ્યો પણ સીંહ ગુમાવ્યો).**

એ આજના નાટકનું મુખ્ય રહસ્ય છે.

# પાત્રોની ઓળખ.

## પુરૂષ વર્ગ.

શીવાજી—મહારાષ્ટ્રાધીપતી.

તાનાજી—સીંહગઢ સર કરનાર વીર સરદાર.

કૃષ્નરાવ—તાનાજીનો મોટો પુત્ર.

રાયાજી—તાનાજીનો નાનો પુત્ર.

શેલાર—તાનાજીનો મામો.

ઉદયભાનુ—સીંહગઢનો કીલ્લેદાર.

જગતસીંહ—ઉદયભાનુનો સાથીદાર.

કમાલખાન—ઉદયભાનુનો અંગરક્ષક

કીરાતસીંહ—ઉદયભાનુનો નોકર.

વૈકુંઠરાવ—તાનાજીનો કારકુન.

સીવાય અન્ય પાત્રો.

---

## સ્ત્રી વર્ગ.

કમળ—એક અનાથ રજપુતાણી.

વીમળ—ઉદયભાનુની પત્ની

યશવંતી—શેલારની પાળક પૌત્રી, પાછળથી રાયબાની પત્ની

સુગુણા—કૃષ્નરાવની પત્ની.

લલીતા—વૈકુંઠરાવની પત્ની.

સીવાય અન્ય પાત્રો, સ્થળ, મહારાષ્ટ્ર સીંહગઢ તથા આજુબાજુનો પ્રદેશ.

શ્રી ૧ા

# વીર ગર્જના નાટકનો સારાંશ.

——— ⊰(૦)⊱ ———

## મંગળા ચરણ.

—:—

### બાળાઓનું વસ્તુ સુચન.

——:•:——

## પ્રવેશ ૧ લો.

"સ્થળ:–સીંહગઢ ઉપરનો રાજ મહેલ.

કીલ્લેદાર ઉદયભાનુએ નજર કેદ કરેલી રજપુત રમણી કમળા પોતાની દુખી હાલતપર વીચાર કરી રહી છે, દાસી આવીને કીલ્લેદાર ઉદયભાનું પધારવાની ખબર આપે છે, કમળનો કચવાટ, ઉદયભાનુનું આવવુ ! કમળ પાસે પ્રેમ યાચના કમળનો ઇન્કાર, ઉદયભાનુની સખ્તાઈ, એક પવીત્ર રમણીની અણુહીંમત, છેવટે ઉશ્કેરાઇ ઉદયભાનુ જગતસીંગ નામના સરદારને એ હુકમ કરે છે કે આ સ્ત્રીની ખોટી મગરૂરી નાશ પામે ત્યાં સુધી એને ફટકાવો, રજપુત ધર્મ જાણનાર જગતસીંગ એક અનાથ અબળાપર ચાબુક ચલાવવાની ચોખ્ખી ના પાડે છે. ઉદયભાનુ તદ્દન બેફામ બને છે. કમળાપરનો કોપ હવે જગતસીંગપર ઉતરે છે, પરીણામે બેઉ હાથો હાથ આવી જાય છે, જગતસીંહ ઉદયભાનું ને જખ્મી કરે છે.

### ટેબ્લો—

———

## પ્રવેશ ૨ જો

સ્થળ:—વૈકુંઠરાવનું મકાન.

સીંહગઢ સર કરવા મેદાનમાં પડેલા વીર તાનાજીનો સેવક વૈકુંઠરાવ પોતાની બૈરી પાસે કલમની કરામત વર્ણવે છે, પતી પત્નીનો મતભેદ ! વૈકુંઠરાવ લાંચ રૂશ્વતને યોગ્ય માને છે, જ્યારે તેની સ્ત્રી તે વસ્તુને ધીક્કારે છે ઇત્યાદી હાસ્ય ચર્ચાને અંતે, સીપાઇ આવીને ખબર આપે છે કે જગતસીંગ નામનો એક સરદાર કીલ્લાપરથી ઉતરતાં પકડાયો છે. વૈકુંઠરાવ તેને હાજર કરવા ફરમાવે છે, ...ી પાસે પોતે મહાન હોવાના બડાઇ મારે છે. જગતસીંગને સીપા-

બઓ હાજર કરે છે. પોત.ની બહાદુરીને ચકીત કરી દેવા વૈંકુંઠરાવ જગતસીંગને દમ ભગાવે છે! પણ જગતસીંગના ચેન ચાળા જોતાં ગંભીર મામલો ચેતી જઇ વાત વાળી લે છે! વૈંકુંઠરાવની બેરી પોત.ના પ્રાણેશ્વરનું પાણી કળી જાય છે.

---

## પ્રવેશ ત્રીજો.

### સ્થળઃ–તાનાજીની છાવણી

સિંહગઢની તળેટીમાં છાવણી નાખીને પડેલો વીર સરદાર તાનાજી માલુસરે કે જેણે કીલ્લો ચારે તરફથી મજબુત ઘેર્યો છે, તે પોતાના સાથીદારો સાથે ચર્ચા કરી રહયો છે, વઇકુંઠરાવ જગતસીંગને હાજર કરે છે, વીરની ઉદારતા, જગતસીંગ તાનાજીના ઉદારતાથી તાનાજીને પુજનારો બને છે. બાદ ગુપ્ત માર્ગેથી કીલ્લાપર જતી ઉદયભાનુની સ્ત્રી વીમળદેવી પકડાવાના ખબર તાનાજીનો નાનો પુત્ર રાયબા લાવે છે, તાનાજી તેને હાજર કરવા ફરમાવે છે, અહી પણ એક નીતીમાન મરાઠાની પવિત્રતા ચમકી ઉઠી છે, સર્વ સરદારોને તાનાજી ફરમાવે છે કે આવનારી સ્ત્રી શત્રુ પત્નિ છે. છતાં પણ એક સ્ત્રી છે! તો સ્ત્રી સન્માનનો આર્ય ધર્મ સર્વ સંભાળો! વીમળને હાજર કરવી, તાનાજી તેને દિલાસો આપે છે, વીમળ તેનો અર્થ એમ કરે છે કે મારો દરજ્જો જાણ્યા પછી તાનાજી ડરે છે. વીમળ અને તાનાજીનો વીવાદ, તાનાજીની મ્હેરબાનીનો વીમળ ગેરલાભ લે છે, છેવટે તાનાજીનું ઉશ્કેરવું, વીમળને ઉતારી પાડવી, ચક દૂર કરવો. વીમળના ચંદ્ર વદનનું દર્શન થતાજ તાનાજીનો મોટો પુત્ર કૃષ્નરાવ અંજાઇ જાય છે ને વીમળ પર મોહી પડે છે તાનાજી વીમળને યોગ્ય શીક્ષા ફરમાવે છે.

## ટેબ્લો

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળઃ—કૃષ્નરાવનું એકાંત ભુવન.

વીમળના રૂપ પર પાગલ બનેલો કૃષ્નરાવ વૈંકુઠરાવની મદદ લે છે. અને એક ચીઠ્ઠી વીમળ પર લખે છે જેને પ્હોંચાડવાનું કાર્ય વૈંકુઠરાવ માથે ચડાવે છે!

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ:—રાજ બાગ.

તાનાજીના મામા સેલારની પાલક પૌત્રી યશવંતી જેનું વેવીશાળ તાનાજીના નાના પુત્ર રાયબા સાથે થયું છે, તેનો અને સખીયોનો વીનોદ બાદ તાનાજીનું આવવું ! મોટા પુત્ર કૃષ્ણરાવના કુકર્મથી કંટાળેલો, તાનાજી નાના પુત્રને પુરતી તાકીદ આપે છે કે બચ્ચા.

**આબાદ તે ઘર જાણવું જ્યાં માનુનીના માન છે.**
**સ્વર્ગ સંમતે સદન છે જ્યાં પત્નીના સન્માન છે.**

રાયાજીને ઉપદેશ, રાયાજીનું જવું, બાદ વૈંકુંઠરાવનું આવવું, અહીં વૈંકુંઠરાવની બેવકુફી પુર બ્હારમાં ચમકી ઉઠે છે, સરહદપરના સંદેશાને બદલે કૃષ્નરાવે વીમળપર લખેલો પત્ર ગભરાટમાં તાનાજીને આપે છે

પવીત્ર બાપની કુકર્મ કુલાંગાર પુત્ર માટે બળતરા, કૃષ્નરાવપર અંત્યંત તીરસ્કાર કૃષ્નરાવને ઠાર કરવાનો મજબુત મનસુબો કરી, એ પવીત્ર નરવીર બોલી ઉઠે છે કે.

**ધરે છે આશ એ માનવ અમારે ઘેર બાળક હો,**
**જનેતા એ સુખી કે જે વધારે પુત્ર પાલક હો.**

**સંતાન માટે માનવી યત્નો બહુ કરતા,**
**પરીણામ એનું એજ આવા અધમ અવતરતા,**

**શા કામના એ પુત્ર જે દુષ્કર્મ કરનારા,**
**એવા હરામી પુત્રથી તો વાંઝીયા સારા.**

પુત્ર વધનો નીશ્ચય.

---

## પ્રવેશ ૬ ઠ્ઠો.

### ઉદય ભાનુનો મ્હેલ.

ઊદયભાનુ અને સરદારો કીલ્લાની હાલત પર વીચાર કરે છે એજ વખતે વીમળ કેદ થવાના સમાચાર મળે છે ઊદયભાનુનો ઉગ્રકોપ મરાઠાના નાશનો ઠરાવ

---

## પ્રવેશ ૭ મો.

### કૃષ્ણરાજનું શયનગૃહ.

કૃષ્ણરાવ પોતાની પરણેતર પત્નીને સંતાપી રહ્યો છે, ખાવણ્યા બાળક તરફ અણગમો દર્શાવી રહ્યો છે, દુનીયાનો ન્યાય છે કે એક ભુંડા ભરથારને પુનીત પત્નીજ મળે છે, તે મુજબ અહીં પણ છે, સન્નારી સુગુણા પોતાના પતિને સંતોષ દેવા યત્ન કરે છે, પણ "વીષયની દુર્ગંધીમાં સડનાર કીડો ગુણીયલ ગુલાબ કેમ પસંદ કરે"

કૃષ્ણરાવ હદ બ્હાર તેને સતાવે છે, દારૂબાજ ભરથારની રાંક પરણેતરની હાલતનો ચીતાર કૃષ્ણરાવની મા તથા બ્હેન ગડબડ સાંભળીને સુગુણાની મદદે આવે છે, નાલાયક કૃષ્ણરાવ તેને પણ ચાબુકથી ફટકારે છે,

જે વખતે જુલમની હદ થાય છે એજ વખતે તાનાજી જગતસીંગ સાથે હાજર થાય છે, કૃષ્ણરાવ શરમાઇને ચાલી જાય છે, તાનાજી પોતાના આપ્તજનો પાસે કૃષ્ણરાવનું કુકર્મ રજુ કરી તેનો વધ કરવાનો નીશ્ચય જાહેર કરે છે. (એક સુખી કુટુંબપર કાળો કેહેર)

પાળી પોશીને મોટા કરેલા પોતાનાજ પુત્રને મારી નાંખતા માવતરને શું દુઃખ થાય છે તે ચીત્ર મર્દ મરાઠો અંતે એ ઠરાવ પર કાયમ બને છે કે કૃષ્ણરાવે મરવુંજ જોઇયે, કૃષ્ણરાવને બોલાવી મંગાવવો, સર્વ બાબત તેનેજ મોઢે કબુલ કરાવવી, પરકી અને પોતાનીનો ભેદ ભણાવવો, કૃષ્ણરાવને તેની પરણેતર બતાવી કહેવું કે નીતીનો માર્ગ ભુલેલા પાગલ છોકરા.

આ સ્વર્ગની સીધી સડક એ નર્ક કેરી વ્હાય છે,
આ કર્મ એ દુષ્કર્મ છે આ ન્યાય એ અન્યાય છે.

આ સ્વર્ગ દૈવત તજીને તેં રાહ લીધી નાશની,
તો પુણ્ હોજો જીંદગી જા તું સમા બદમાશની.

મોતનું ફરમાન ! એક ધર્મ રક્ષક બાપ પોતાનાજ લોહીથી ઉત્પન થયેલ પુત્રને વધેરી નાંખવાનો હુકમ કરતાં બોલી ઉઠે છે કે.

"ધર્મ રક્ષા સત્ય રક્ષા હીન્દુઓનો આત્મ છે
પવીત્ર ગીતા પાઠથી પણ એ વધારે મહાત્મ છે."

અંતે કૃષ્ણરાવનું શીર કાપી ઉદયભાનું પર મોકલવું.

## ટેબ્લો.

શ્રી ૧ા

# અંક બીજો

—(•)—

## પ્રવેશ ૧ લો.

સ્થળ :–રસ્તો

શેલારના આત્મોઉદ્‌ગાર

---

## પ્રવેશ ૨ જો.

સ્થળઃ—ઉદય ભાનુની છાવણી

મરાઠા સાથે લડાઇ જાહેર થઇ ચુકી છે. જાલીમ પણ જવામર્દ ઉદયભાનુ પોતાના મીત્રો પાસે હૃદય વાંચી રહ્યો છે. ઉપડવાની તઇ-યારી તેજ વખતે કૃષ્નરાવનું મસ્તક લઇને જગતસીંગ હાજર થાય છે. કૃષ્નરાવના કુકર્મથી ઉદયભાનુને વાકેફ કરે છે વીમળને તાના-જીયે છોડી દીધી એ ઉદારતાની વધાઇ આપે છે, ઉદયભાનુ સ્વભા-વીકજ પ્રશ્ન કરે છે કે, શું એક પીતા પોતાનેજ હાથે પુત્ર સંહારે છે. જગતસીંગ એ ધડક કહે છે કે હા એમજ છે.

ખરા રજપુત હો તો નિહાળો આ મર્મ હિંદુનો,
જુઓ સરદાર સામે પડેલો છે ધર્મ હિંદુનો.

ઉદયભાનુને સખ્ત અસર થાય છે, તેનો આત્મા પોકારી ઉઠે છે કે, એ હીન્દુ છે તો પછી હું કોણ રકતનો રજપુત એકવાર પાછો પોતાની સીંહ વૃત્તી શીખે છે. પણ વીધી નીમાંણ જુદું જ હતું તેજ વખતે વીમળ દાખલ થઇને પોતાના પતિ ઉદયભાનુને ઉશ્કેરે છે, તાના-જીના સદ્‌ગુણથી અજ્ઞાન નોરી મુર્ખતાથી સુધરેલી બાજી પાછી બગાડે છે ! જગતસીંગની મુસીબત ? જગતસીંગનું મોત ! ઉદયભાનું તેનું મસ્તક તાનાજી પર કમાલખાન નામના સરદાર સાથે મોકલે છે.

---

## પ્રવેશ ૩ જો.

જંગલી રસ્તો

તાનાજીને મસ્તક પહોંચાડવા નીકળેલ કમાલ કર્મની કઠણાઇ માતો સુઇ જાય છે ! તેજ સ્થળે કૃષ્નરાવને કુકર્મમાં મદદ કરવાના

વાંક સર દેશપાર થયેલો વૈકુંઠરાવ સહકુટુંબ નીકળે છે સુંદર રૂમાલમાં બાંધેલ મસ્તક ચોરે છે, અને તે ચોરી ખુનના આકારમાં ઉઘાડી પડે છે, વૈકુંઠરાવ કેદ !

---

## પ્રવેશ ૪ થો.

### ઉદયભાનુનો મ્હેલ.

વીમળ દેવી અને સખીઓનો વીનોદ એક સખી દ્વારા કમળની ખબર પડવી પતીને વશ રાખવાની ખુમારી ધરાવનારી એ રજપુતાણી કમલને પોતાની રૂબરૂ મંગાવે છે! કમળને હાજર કરવી, પવીત્ર રજપુતાણીનો વીમળપર દૈવી પ્રભાવ ! વીમળ તેની ભક્ત બને છે! ઉદયભાનુનું આવવું, કમળને જોઇને ચોંકવું, વીમળના કટાક્ષ, ઉદયભાનુનો ક્રોધ ઉશ્કેરવો, કમળને છોડી દેવાની હઠ લઇ બેઠેલી વીમળ પોતાનો નાશ નીમાંત્રે કરે છે ! તકરાર વધી જતાં ઉદયભાનુ વીમળને મૌતની સજા કરીને ચાલી જાય છે ! કમળનો જુઠા જગતપર વૈરાગ્ય !

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળઃ—કચેરી.

મસ્તક મ્હોચાડવાની મરદાનગી કમાલને શહેર કોતવાલ બનાવે છે ! વૈકુંઠરાવનો મુકદમો તેનીજ પાસે આવે છે, હાસ્યજનક ન્યાય.

---

## પ્રવેશ ૬ ઠ્ઠો.

### સ્થળઃ—લગ્ન મંડપ.

તાનાજીના પુત્ર રાયબાના આજે લગ્ન છે યશવંતી અને સખીઓનો આનંદ. બાદ લગ્નની તૈયારી, બે મંગળ વરતાય છે, તેજ વખતે કમળે સંદેશો લખીને ઉડાડેલું કબુતર તાનાજીના ખોળામાં પડે છે.

"વીર મરાઠો પુત્ર લગ્ન કરતા સતીરક્ષાને પ્રથમ કર્તવ્ય કહી પલ પણ ખોયા વીના એકલો સીંહગઢપર ચડી જાય છે" બીજી બાજુ યશવંતીના મ્હેણાથી રાયાજીની આંખ ખુલે છે.

---

## પ્રવેશ ૭ મો.

### સ્થળ જંગલ.

ગૌ બ્રાહ્મણ પ્રતીપાલ હીન્દુપદ પાદશાહ છત્રપતી મહારાજ શીવાજી કીલ્લાની સ્થીતી તપાસે છે, ઉદય ભાનુના ફરમાનથી વીમળાને કતલ કરવા અહીંજ લાવવી, કમાલને એ કામ સોંપાયું, નેકી પરસ્ત મુસલમાન એક કમજોર અબળાને કતલ ન કરતાં છોડી મુકે છે શીવાજી તેની દીલાવરી પર ખુશી થાય છે, તેજ વખતે શેલાર તાનાજી એકલો સીહગઢપર ગયો. તે ખબર આપે છે, શીવાજીની કુચ.

---

## પ્રવેશ ૮ મો.

### કીલ્લાની કઠાનું ચડાણ

વીર તાનાજી ચંદન ઘોની મદદથી કીલ્લો ચડી પ્હેરેગીરોને ઠાર કરે છે જેથી સતી રક્ષાનો માર્ગ ખુલ્લો થાય છે.

### સિંહનુ સાહસ.

## ટેબ્લો.



# અંક ત્રીજો.

સ્થળ:—કેદખાનું.

વીપદમાં પડેલી કમળના આત્મોદગાર ઉદયભાનુની છેલ્લી તાકીદ, કમળનો ઇનકાર, ઉદયભાનુનો ભયાનક ક્રોધ, કમળને ભ્રષ્ટ કરવાની તઇયારી! તેજ વખતે કીલ્લો સર થવાના સમાચાર, ઉદયભાનુની સંપુર્ણ આસુરી લાલસા કમળની મુશ્કીલ સ્થિતિ ખરે વખતેજ તાનાજીનું આવવું, સતીના બચાવ માટે. વીરની ગર્જના કમળનો બચાવ.

ટેબ્લો.

## પ્રવેશ ૨ જો.

સ્થળઃ—વૈકુઠરાવનું મકાન

વૈકુઠરાવની એક વધુ કૃતી ઘર સંસારનો ગોટાળો કમાલખાનને દુર્જનના સંગની શીક્ષા મળવી.

## પ્રવેશ ૩ જો.

સ્થળઃ—સીંહગઢનો ચોક.

કીલ્લામાં દાખલ થયેલ મરાઠાને ઉદયભાનુ પાછા હઠાવે છે અને ચોકદવાર બંધ કરાવે છે તાનાજી અને શેલારની સંકટમાં તાનાજીની મરદાનગી દરવાજે જમીન દોસ્ત કરવો સતી કમળને શેલાર સાથે રવાના કરવી. ઉદયભાનુનો હલ્લો બે રણશુરાની મુલાકાત.

ઉદયભાનુની તલ્વારથી તાનાજીનો અંત શેલારની તલ્વારથી ઉદય ભાનુનો અંત એજ વખતે છત્રપતીનું આગમન બંન્ને વીરને સમાન માન.

## પ્રવેશ ૪ થો.

સ્થળઃ—દરબાર.

કમળ અને વીમળની ઇચ્છાનુસાર વ્યવસ્થા તાનાજીનું અધુરૂ કાર્ય શીવાજીને હાથે પુરૂ થવું.

રાયબા અને યશવંતીના લગ્ન.

## સમ્પુર્ણ

મેનેજીંગ ડીરેકટર—ડેનીએલ ડેવીડ.

શ્રી ૧૧.

# ઇશ્વર સ્તુતી.

બાળાઓ—

પ્રથમ સ્મરીએ પ્રણત પાલ
ગજવદન શાંભ બાલ
અચળ શાંન્તી દે કૃપાલ
ગવરી તનય દીન દયાળ
નમન કરીયે ધરીને વ્હાલ
આર્ય ધર્મ રક્ષ પાલ
પરમ સુખદ તુજ નામ
પુનીત કરતું પુર્ણ કામ
વીપદ હરતું સુખ ધામ
તવ શરણ દીન બાળ

---

બાળાઓ— ૧

નરવીર મહાધીર શ્રેષ્ટ સુજનનાં જીવન ન્યારાં છે
અનુપમ સુંદર સુખકર શ્રવણે પ્યારાં પ્યારાં છે
ગંગાજલ સમ અતી નીર્મળ જેની નીતી
મુખપર છે સત્યોચ્ચાર ધર્મની પ્રીતી
ચીત્ર વીમળ એ ધર્મ વીરના ન્યારાં ન્યારાં છે
હીમાચળ સમ છે અચળ જેહુની કીર્તી
પુન્યાત્માં વંદન યોગ્ય સ્નેહુની મુર્તી
પરમ પુનીત જન તણા ચરીત્રો અમૃત ધારા છે

---

કમળ— ૨

સ્વપ્ન સમો સંસાર મૃગજળ વીશ્વતણો વ્હેવાર
મીથ્યા માયા જાળ અનુભવતા ભાસે એ અસાર
ધામ ધરા ધન સુતવીત નારી
પુત્ર અને પરીવાર
સકળ મોહનાં બંધન માનો
ના કરવો વીશ્વાસ કશાનો
એક પ્રભુ આધાર

**વૈકુંઠ—બૈરી** ૩

રંગીલો રાજ રૂપાળો છેલછબીલો ફક્કડ ભારે ફાંકડો
છબીલો છોગલાવાળો વરણાગીમાં હું છું ભારે વાંકડો
રાખો હવે છેક બડાઇ ના કરો
બ્હારના બીકણ બૈરી પાસે વાઘ
પરણ ઘેલી જોરનાં મારૂં જાણતી
ધારૂં તો હું હાથી હરાવું લાખ
નકામા છોગાલાવાળા બહારના શુરા બૈરી પાસે વાંકડા
ભાળીને રજપુત આઘા ભાગીયા
રાખ હવે આ મુછનો મોભો રાખ

---

**નાચનારીઓ—** ૪

ચમકી રહી છે કીર્તી તારી સર્વ હીન્દુસ્તાનમાં
નવ ખંડમાં ઘરઘર ગવાતી વીરતારી નામના
પાણી ઉતાર્યાં સેંકડો રણમર્દના મેદાનમાં
ડંકા બજે છે સૌ સ્થળે નરવીર તારા નામના
રસીલા એક અણસારે
અંનંગ ઉભરાયે
અંતર અકળાયે મદન શરમાયે... ... ...
નયન કમળ નાચે થનગન થન
ઘેરી નજર તલવારે—હૃદય વીદારે

---

**શેલાર—** ૫

ખરા સદધર્મ ચ્હાનારા કરે સ્વીકાર નીતીનો
પ્રભુને તેહ છે પ્યારા ચહુજે પ્યાર નીતીનો

જગતનાં તત્વ છે નીતી સુધાનાં સત્વ છે નીતી
અખીલ બ્રહ્માંડના કૃમને ખરો આધાર નીતીનો

પુનીત પુષ્પો થકી ભરપુર સુશોભીત બાગ નીતીનો
જગાડે સ્વર્ગનાં દૈવત મધુરો રાગ નીતીનો

---

વૈકુંઠ— ૬

થવા જરદાર ચાહો તો કરો વેપાર માખણનો
અનેરો લાભ દેનારો ખરો વેપાર માખણનો
ન થાપણ જોઇએ ઝાઝી નફાની જાગતી બાજી
જગતને રાખવા રાજી ધરો આધાર માખણનો
જગત ઘડવાની જો શકતી મને પરમાત્મા આપે
બનાઉં તત્વ ત્યાગીને બધો સંસાર માખણનો

---

સખીયો— ૭

મદઘેલી મન હરનારી મન હરણી તારી ચાલ
અલબેલડી કામણગારી ઓછાં વરસાવો વ્હાલ
યશવંતી:— જોબનીયું આ છલકાતું
મનહરખાતુ ડરખાતુ
મુખડુ છાનુ મલકાતુ
ના કાંઇ મને સમઝાતું
સખીઓ:— ધીરે ધીરે સૌ સમજાશે હજી તમે છો બાળ
કાંબની બાવરી બાળા
શા છે અંતર ઉછાળા
આ ચીત કરે છે ચાળા
નાચે નયનો શરમાળા
યશવંતી:—ચીબાબલી તું કયાંથી જાણે વ્હાલમ કેરૂ વ્હાલ
હા—મદ.

---

સખીયો— ૮

અંગ અંગે છવાઇ અનંગની કળા
ધીમા નીસાસા બન્યા ઉતાવળા—અંગ
મદન રાજ વીજયમાળ અર્પશે અલબેલડી
મ્હેની હું હારી ત્યાગો આ તોફાન
શીદ શરમાવો રાખો જરા તો કંઇક ભાન
ધીરજ ધાર ધીરજ ધાર રામા રસઘેલડી
મનડું કંઈ ખોલો બા મુકી દયો માન
છુપાવ્યાં છુપે ના નયનો તણાં એ નીશાન

# અંક ૨ જો.

શેઆર—                ૯

ગાફીલ તું સોચ મનમેં હરીનામ કયું બીસારા
સુનતા નહી બજે હુંય સીરકાલકા નગારા
જોબન ભરી હુયે નારી દીલકો લગી વો પ્યારી
જબ મોતકી તૈયારી તુજસે કરે કીનારા
સુંદર હુયે દેહ તેરી હોવે ભસ્મકી ઢેરી
પલકી લગેના દેરી વૃથા કરે વીચારા
માયા કે જાલમાંહી મુરખ રહા ફસાઈ
બ્રહ્માનંદ મોક્ષ પાઈ હરી ચરનકો સંહારા

---

કંચનીયો.               (૧૦)

ભવે ખિચી હુય લીયે હુય ખંજર
ગજબકે તેવર ચઢા રહે હુય
કજા ખુદા જાને કિસકી આયે
વો આજ મકતલમેં જા રહે હુય
બુલાકે દીદારકે બહાને
વો ખૂને આશિક બહા રહે હુય
ઔર ઊસપે કહતે હુય કીસ
દીદારસે હમ તો હોલી મના રહે હુય
કહાંકી ઉલ્ફત કહાંકી ચાહત
હસીન જીતને હુય બે વફા હુય
કભી ન બાતોંમેં ઇનકી આના.
તુમ્હે યે પાગલ બના રહે હુય

---

ભીમળ—               ૧૧

મારા વીશ્વતણાં વીશ્રામ
સલુણા અંતરના આરામ... ... ... ...
માનસ સરના હંસ વીહારી
જનમ જનમની દાસી તમારી
મન મંદીરમાં મુર્તી તમારી સ્થાપી
અચળ સુખ ધામ
મન ઉપવનના મોર મધુરા
ટેકવંત નરછો રણ શુરા
આજ પીછાણ્યા તમને પુરા
દીધાં હૃદયના દાન ... ......

વૈકુંઠ— ૧૨

કોને કહું હું કથની મારી આવી શીરપર આફત ભારી
વેરી વીધાતા રૂઠી દશા થઈ માઠી
ઘરબાર નાઠાં નોકરી નાઠી
આવી ફાંસી નશીબે અણધારી... ... ...
સુખ સાહ્યબી લેવા જતાં જે હતું તે પણ ના રહ્યું
ઘોડો પકડવા જતાં ઘરનું ઢયેડું નાશી ગયું
અફસોસ પ્હેલાં શું હતો આજ હાલત શી થઇ
રાજ લેવા જતાં લંગોટી હતી તે વહી ગઈ
જાગી નશીબે મોકાણ પાકી ખુની ઠર્યો હું
મરવું છે બાકી
જય માધવ મુકુંદ મોરારી...........આવી

---

સખીઓ— ૧૩

ઝરમર વરસે વાદળી વીજ કરે ચમકાર
સહીયર અંતર ભેદતાં મોર તણા ટહુકાર
હાંરે સખી વર્ષા રૂતની રાત અતી દોહ્યલી
ધીમી સરેરે લોલ.
સુના મંદીરીયાં સુના શણગાર આ
જણાય વીશ્વ ઝેરે ભર્યુ રે લોલ.
હૌની હુલ્લાસી નીર નયનમાં ભરે
એક આશ છે. છુપાઇ શ્વાસ શ્વાસમાં
ધ્યાનમાં જ્ઞાનમાં ભાનમાં સાનમાં.
રાગ રંગન ને ઉમંગના
વનીતા વીરહે વ્યાકુળ થાય વીયોગી વાલમારે
ઘડી ઘડી પળ મન મુંઝાય સલુણા સાજનાર
સુખકર સુંદર મન હરતું ચીતવન ચાતથી ના જાતું
વીરહાગ્ની જાગ્યો તન માંહી
વ્યાકુળ મનડું શાન્તી નહી

---

કમળ— ૧૪

ગગને મેઘ ધનુષ્યમાં દેખાયે બહુ રંગ
તેવું જીવન જાણવું યૌવન રંગ પતંગ
માયાના ભજવાય ખેલ આ માથ્યા સંસાર માંહી
મમત ન કર જીવ જરી જો વીચારી
જીવન સરીતા જાય સરતી
રહે શાની સ્થીરતા મમતા શાની

૧૫

અગર પૃથ્વીરાજ હું હોતે ન દીલ્હી સર કદી થાતે
દુશાશન હું હતે તો પાંડવો સો સાફ થઇ જાતે.
હતે હું જુલીયસ સીઝર ચમકતે એશીયા અંદર
સીકંદર હું હતે તો સર્વ દુનીઆ થરથરી જાતે
હતે રાવણ કદી જે હું ન ચાલે વાંદરાઓનું
શીવાજી હું હતે તો સીંહગઢ ઉપર ચડી જતે.

---

સખીઓ— ૧૬

તનમાં તાલાવેલી થાશે રસીયારાજ જોશો ત્યારે
મનનાં માન જાશે બ્હેની શીરના તાજ જોશો ત્યારે
આ રઢીયાળી નાથ નીહાળી
નયનો ઢળશે સાહેલી શરમાશે તું મદઘેલી
ધરશે પ્રીતમકર દુર થશે તવ ડઃ
જોબન જંગે ને રસ રંગે
થાશે બ્હેની મતવાલી વાલમની બનશે વ્હાલી
સજની ધીરજ ધર મળતાં રસીકવર

——(૦)——

શેલાર— ૧૭

જગજાળ જંજાળ દુખદાઇ મનમાન
ચીન્તા દુખદ તાપ જન રોજ ભાળે—જગ
વાયુ વીપદ વાય
સમણાં સરી જાય
વીશ્વે મમત લ્હાય તન રોજ બાળે
ભ્રમણાં સમો ભાસ
સ્થાયી નહી વાસ
પામે સદા નાશ જગ એક કાળે—જગ

---

વીમળ— ૧૮

પ્રેમના પરીતાપમાં શાન્તી નજર ચડતી નથી
પ્રેમાંધને પરીણામની સ્વપ્ને ખબર પડતી નથી
જાણ્યું પતીનો પ્રેમ એ હમેશ શીતળ છાંય છે
પણ આજ જાણ્યું પ્રેમમાં શીતળ કળા જડતી નતી
તન તાપને સંતાપ કેરૂં નામ બીજું પ્રેમ છે
સ્નેહમાંહી સ્થીરતા લવલેશ સાપડતી નથી
દુનીયા કહે છે પ્રેમ છેક.. અંધ છે તે સત્ય છે
પ્રેમાંધ પાગલ તણી કોદી આંખ ઉઘડતી નથી

# અંક ૩ જો

---

કુમળ— ૧૯

અજબ વીધ રચના બની સુખ દુખ આવે જાય
વખત વખતની વાદળી વરસે ને વહી જાય
વીપરીત વીશ્વનો વ્હેવાર
અકળ રચના વીશ્વ કેરી રચી વીશ્વાધાર
દુખી દીપ પતંગ પ્રજળે મોહમાં મરનાર
રાગ સુણવા હરણ સહેતા પારધીનો વાર
લગ્ન કોઈ કોઈ દીવસ કષ્ટ પારાવાર
અગમ માયા શ્રીહરીની ના પમાતો પાર... ...

---

વેશ્યા— ૨૦

ભર ભરકે જામ પીલા દે સાંવરીયા
બયઠે દીવાને હય યાર તેરે
રેતીમેં નાવ ચલાદે મોહનીયાં
બયઠે હય હોકે શીકાર તેરે
મોહન મેરે મતવાલે પીયોજી અમૃત પ્યાલે
યે બંગાલી બારા મનકી બાંકી મુરતીયાં
તીરછી નીગા હોકે મારતેરે
મેરી મયના સાથ રહેના
મદભર જોબન તુમ લુટો મેરે છયલા
આવોજીહાં... ... ... ...

લલીતા— ૨૧

વેશ્યાને ઘરમાં લાવીને બન્યા ગધેડા વ્હાલા
ભુલ્યા ભાળીને ભામા આ ગોટાળા ઝાલા
આયા અબતુ ઠીકાનેપર કર કે મુંકાલા
ટાળ્યા ટળશે ના શાણા ભાઇ બ્રહ્માના
લેખ લખાણા આડે રસ્તે જઈ ભાલે ભરાણા
અરે વાહરે સજન શાણા
ઠોંસા ખાધા લીધી બાધા
જો જો રખડુ સ્વામીના અંતે થાયે આ ગોટાળા.

# જુની અને જાણીતી

# માહાલે અન્ડ કુંપની

## ની ટોપીઓ ખરીદો.



જેવી કે

ટબલ એન હંગેરીયન તથા ઝરેરી કેં", અમારી
જાણીતી ટકાવ અને દેખાવમાં ઘણીજ
સુંદર છે.

તે સીવાય

બચ્ચાના ફેન્સી ડ્રેસો તથા ફરકેપ ગંજીફરાક,
મોજા રૂમાલ વિગેરે મ ળે.

**એક વખત પધારી ખાત્રી કરો.**

ઠેકાણું:—

# મારવાડી બજાર,

મુંબઇ.

---


આ નાટકની ચોપડી મહુમદ અબદુલ રેહમાને ધી ખલાફત પ્રેસ. સુલતાન મેન્શન ડુંગરી મુંબઈ, નં૦ ૯ માં છાપી અને પારસી એમ્પાયર થીએટ્રીકલ કાં૦ ના માલીકોએ કોરોનેશન થીએટર ગ્રાંટરોડ મુંબઈ ૭ થી પ્રસદ્ધ કીધી.